# છપના દુકાળ નો હેવાલ.

શ્રી સરસ્વતીની મ્હેર વડે.

બનાવનાર તથા છપાવી પ્રસીદ્ધ કરનાર.

શેઠ ગુલાબચંદ હમીરચંદ.

સ્વસ્થાન—સુથ-રામપુર




દોહરો.

રાખશો ખાસ ચોપડી, ઉમર રાખવા જોગ;
જેથી કરીને જન બધા, આવો સૌ ઉપયોગ,

શ્રી "ચંદ્રપ્રકાશ" પ્રિન્ટીંગ પ્રેસ અમદાવાદ-ધીકાંટા

સને ૧૯૦૧ પ્રત ૧૦૦૦ સંવત ૧૯૫૭

કીંમત રૂ ૦—૧—૦

श्री गणेशायनमः

# છપ્પના દુકાલનો હેવાલ.

### દોહરો.

શ્રી ગણપતીને નમુ, પ્રણામ વારમવાર.
લખે ગુલાબચંદ શેઠજી છપ્પન કેરો સાર

### ( જનુની જીવો ગોપીચંદની એરાગ. )

અરેરે પ્રભુ આતે શુ કર્યું, પાડયો છપ્પનો કાળજી
ઘાસ પાણી અન્ન નહિ મીલે, વરત્યો હાહા કાળજી
અરેરે પ્રભુ આતે શુ કર્યું. ટેક ૧
ભીલ લોકો ભુખે મરતાં કરે ગૌઓની ઘાતજી
અરેરે પ્રભુ આતે શુ કરયું. ૨
ઘાસ વીના મરે જાનવર કરે પખી પુકારજી
આશો ઉઘમ તમે આદર્યો પ્રભુ પાડયોરે કાલજી
અરેરે પ્રભુ આતે શું કરયું. ૩
ભલેરે આવ્યો છપ્પના દુષ્ટ તું કરી રઇઅત બેહાલજી
વીસવાસ દઈ લોકને પાડયો ઓચીંતો કાલજી
અરેરે પ્રભુ આતે શુ કરયુ. ૪

ઘર ઘર વાત છપ્પના કેરી કરે નરને નારજી
આસું પાડયો દુસ્ટ કાલને શી રીતે ઉતરાસે પારજી
અરેરે પ્રભુ આતે શું કરયું. ૫
શેઠ સાઉકાર સરવે લોકના ઉતર્યા મુડાના નુરજી
ઉધમ ઘટયો મોટો જગતમાં દુ:ખી થયાં ભરપુરજી
અરેરે પ્રભુ આતે શું કરયુ. ૬
સાંનતી કરો રગુનાથજી કાહાડો દુસ્ટ આ કાલજી
છપ્પનો ના રહે આ જગતમાં કરો એવું દયાલજી
અરેરે પ્રભુ આતે શું કરયુ. ૭

## ( પંદર તીથીનો રાગ )

રગુપતી રામ રૂદેમાં રેજોરે ટેક.
અકળ ગતી છે પ્રભુજી તારીરે
આપકેરી ગતી છે ન્યારીરે
અકળ ગતી છે પ્રભુજી તારીરે
આપે પહેલી તો વસ્ટી કીધારે
તેથી લોકોને ધારણા દીધી
અકળ ગતી છે પ્રભુ તારીરે
પછી વૃસ્ટી જરા ના કીધીરે
પસુ જાનવરની સુધ ના લીધી
અકળ ગતી છે પ્રભુજી તારીરે

આપે મેર કરીને ક્રોધ કીધોરે
દુસ્ટ છપ્પને ઓચીતો દગો દીધો
અકળ ગતી છે પ્રભુજી તારીરે
તેથી દુઃખ સંકટ બહુ વાપ્યું
અકળ ગતી છે પ્રભુજી તારીરે
કરી સાનતી હવે રઘુનાથરે
ઘણો ક્રોધ કીધો દીનાનાથ
અકળ ગતી છે પ્રભુજી તારીરે

( રાગ વીલાપનો )

કરમતણી કથની કયાં જઇને કરૂ
દીલડામાં સળગે દાવાનળ દુખ જો. એ રાગ
અરેરે પ્રભુ કોપ સીધને કર્યો
પાડયો છપ્પનો તરણા કાળ જો.
અરેરે પ્રભુ કોપ સીદને કર્યો
પશુરે પખી દુઃખ પામે ઘણા
દેખી દીલડામાં ઉપજે ત્રાસ જો. અરેરે
નદીરે સરોવર સુકાઈ ગયાં
તેમાં જરા પણ રહ્યું નહિ નીરજો અરેરે
તેથી પસુરે પક્ષી માનવી
દુઃખ પામેછે અપરમપારજો. અરેરે
ભીલ લોક પેટ કારણે

મારામારી કરે છે અપારજો અરેરે
ભીલ લોકને દુઃખ પડે ઘણો
સુ વરણવું હુ મહારાજ જો. અરેરે
એક એકના હાથમાં થકી
મારામારી કરીને ખાય જો. અરેરે
વટેરેમારગુ પાસે કાંઇ હોયતો
પલ એકમાં મારી લુટી જાય જો અરેરે
રસ્તા પુરા બધ થઈ ગયાં
તેથી પરગામ વાટ ના જવાય જો. અરેરે
સગારે સબધીથી જુદા પડયાં
એવો વરત્યો છપ્પનો હા હા કારજો અરેરે
ગૌહત્યા પૃથ્વી ઉપરે
થાયછે અપરમ પારજો અરેરે
હવે તો પ્રભુજી ક્ષમા કરો
કહુછુ વારમવાર જો. અરેરે
દાસ ગુલાબચદ વીનવે
સુણજો જીનવર રાજ જો. અરેરે
હવે તો હદ થઇ ગઇ ગણી
ક્ષમા કરો દીન દયાળ જો.
અરેરે પ્રભુ કોપ સીધને કર્યો.

(અનજારો)

સું ધાર્યુ પ્રભુજી કરવાનો પાડયો છપ્પનો કાળ દીવાનો
એક વરસાદની રાખી આમી, તેથી દુનિયા થઇ દુઃખ પામીરે

સો ક્રોપ આ કરવાનો—પડયો છપ્પનો ૧
ના પકાવ્યું ઘાસ અન્ન પાણી, પ્રભુ દયા દીલ ના આણીરે
પસુ પખી ભુખ મરવાનો—પડયો છપ્પનો ૨
ભીલ લોકો ભુખે મરતાં, ગૌઓની ઘાતો કરતાંરે
કેવો આવ્યો દુષ્ટ જમાનો—પડયો છપ્પનો. ૩
ચાર ચાર જઇમાં બકરા વેચાય, પાંચ આનામા ઘોડા જાયરે
મુઘો મુલ તે સુઘો જવાનો—પડયો છપ્પનો. ૪
ગયા સુકાઇ મોટા મોટા સરોવર, ગયા જગતમાં સરવે તરવરરે
જંગલ સુકાઈ પડયો સુનો—પડયો છપ્પનો ૫
પાંચ રૂપીએ ભેસ વેચાએ, દોઢ રૂપીએ ગાય જાયરે
સુ કરયું છપ્પના ધીગાનો—પડયો છપ્પનો ૬
પ્રભુજીએ કોપના કીધી દુષ્ટ કપટીને શીખસા દીધીરે
કરો મહેર સુધારો જમાનો—પડયો છપ્પનો ૭
નથી છપ્પનાનુ દુઃખ સેવાતુ, નથી નજરોથી જોવાતુ
નથી ગમતુ હવે જીવાનો—પડયો છપ્પનો ૮
દીન દયાલ કૃપા કરજો દાસની અરજી કાને ધરજોરે
હરો દુઃખ દુષ્ટ છપ્પનાનો—પડયો છપ્પનો ૯
સુણો સરવે નર ઓર નાર ગુલાબચંદ અરજી કરનારરે
પ્રભુ ભજેથી દુઃખ દુર થવાનો—પડયો છપ્પનો ૧૦

**"વોય હાય કેમ શહેરો ઉજેણી રંડાપો" એ રાગ**

**વોય હાય, છેક છપને હદ શું મુકી, ( બે વાર )**
**મારી અન્ન ચારાની ભુકીરે, વોય હાય છેક, ટેક.**
**પાણી ખાતર પ્રજા બહુ દુકી; બદફી કરવામાં કોઇ નહી ચુકી.**

તોયે જરી ન વાદળી ઝુકીરે. વોય હાય છેક. ૧
"દલાઇ ગઇ બહુની કણુકી, અરણ્યેજ અગ્ની ફુકી;
તળાવ સરોવર સરીતા સુકીરે. વોય હાય છેક. ૨
માંછા મધર મચ્છો રહેનારા, તેની તીરે ચારો ચરનાર;
તરફડી મુઆ તમામ નોધારારે. વોય હાય છેક. ૩
સૌએ ખાંતેથી કીધીતી ખેતી, તેમની ઉલટી હવી ફજેતી,
મીલકતને મેહેનત ગઇ વહેતીરે. વોય હાય છેક. ૪
ઘણા ગભરાયા ખેતીકારો, કોઇએ વેચી ખાધાં ઓજારો;
તોએ આવ્યો ન દુઃખનો આરોરે. વોય હાય છેક. ૫
ઢોરને ખવરાવવા પાંદડાં પાલો, ઉજડ કીધી દરખતોની ડાળો;
ક્યાંથી પાકે તમામ તે રસાલોરે વોય હાય છેક. ૬
પેરે મળે ન પુષ્પ કે પાનો, કોયલ સોર કરે પછી શાનો,
ચરવા મળે ન ચોદીશે દાણોરે. વોય હાય છેક. ૭
વિકળ ફરે સૌ વન વિહારી કોને દુઃખ કહે તે પોકારીઃ
પુરૂ પીવા નહી વગડે વારીરે. વોય હાય છેક ૮
વિકશી વસંતમાં ન હરીયાળી, ફળિતઝાડોની ફુટી નડાળી;
જાણે ચોગરદમ અગ્ની પ્રજાળી રે. વોય હાય છેક. ૯
સબર શીરીતે પક્ષીને આવે, શોકસિંધુ તે ક્યાં જઇ સમાવે;
કલોલ ઠામે તે કલેશ દરશાવેરે. વોય હાય છેક. ૧૦
ગજબ ગામના લોકે ઘરો છોડી, ઘેંગા શેહેરોમાં નાઠા દોડી
કોય પાસે મળે નહી કોડીરે. વોય હાય છેક. ૧૧
જેમને હોરોજ કેરૂ ધન્ય બીજુ ઉપજે જમીનમાં જે અન્ન;
તેમાં મ્હોટું આ પડ્યું વિઘનરે. વોય હાય છેક. ૧૨

જબ્બર ચોટ લોકોને લાગી, કઇકે કાયા કે માયા ત્યાગી,
અહાર માટે ફરે કઇ અભાગીરે. વોય હાય છેક ૧૩
મરતા મરતા રહેશે જે બચેલા, તેમની વળશે પાંચ વરશે વેળા:
થાશે કુટબ કબીલાની ભેળારે. વોય હાય છેક ૧૪
અતિમાણુસ અમદાવાદઆવ્યા, તેમને બ્રિટિશબહાદુરેબચાવ્યા,
ક્ષમા ખાતર નવાણો ખોદાવ્યારે વોય હાય છેક. ૧૫
આવ્યા કારીગરો બહુ પ્રવાશી, તેમણેવિવિધ વસ્તુઓ વિકાશિ;
પોષણ ખાતર હવા પુરવાશી. વોય હાય છેક· ૧૬
વગેરે અઢારે વર્ણો આવી, પોત પોતાની ફરજ બજાવી,
પરાણે પેટની રોજી ચલાવીરે, વોય હાય છેક, ૧૭
આવ્યાં ભટકતાં બહુ ભીખારી દુભેલાં જે દુકાળે ભારી,
તેમની વિપત ન જાયે વિસ્તારીરે, વોય હાય છેક, ૧૮
કઇ રસ્તે રખડતા રોગી, કઇ એકલાં કઇ સજોગી;
કંઈ વહાલાં તે કેરાં વિયોગીરે. વોય હાય છેક. ૧૯
કઈનાં મુવાં માત તાત મેરી, ફળીએ ફળીએ મારતાં ફેરી,
તેમની દેહ ઘણે રોગે ઘેરીરે. વોય હાય છેક ૨૦
સાંભળી સહન ન થાય અદાપો, વિધવિધ કરતા બહુ વિલાપો;
કોય દુખિયાનાં દુઃખજ કાપોરે. વોય હાય છેક. ૨૧
કળેવર જોઈ કમકમાટી આવે, દેહ પીંજરવત દરશાવે;
અતી અફસોસ ઉરે ઉપજાવેરે. વોય હાય છેક. ૨૨
ભુખમરાથી ભટકે હજારો, ઓસામણે કરતા કઈ ગુજારો;
કોઇને હેતો ભુખેજ ધુજારોરે. હાય વોય છેક ૨૩.
ઢોલ ધાન કઇક વીણી ખાતાં, રકો રોજી વિના કંઇ રીબાતાં;

જુલ્મી દુઃખો જોયાં નથી જાતાંરે. વાય હાય છેક. ૨૪
ઘર ખુણીયા ને દુઃખો છે ઘણા, રહીશ માત્રને રોજગાર તણાં
જીવના માત્ર માગા કીધી કનરે વાય હાય છેક. ૨૫
[illegible] શેઠ સાનુ તે વાણી, એવી આશગ આ કાળે ગભરાણી;
[illegible] દેહેસજ આ એવાણીરે વાય હાય છેક. ૨૬
આ દુકાળનું દુઃખ ભારી, શોક જનક સર્વ સંસારી;
ત્રાહ્ય ત્રાહ્ય તમામે પોકારીરે. વાય હાય છેક ૨૭
જુજ મુલે જાનવરો વેચાયાં, કોઈએ કસાઈ કનેથી છોડાવ્યાં;
બહુ કરી મહાજને બચાવ્યારે. વાય હાય છેક ૨૮
આ સાલ બહુ અધમ લખાણી, ઉપજ્યુ નહી અન્ન ઘાસ કે પાણી
જેવી આગમ અતિશે અકળાણીરે વાય હાય છેક ૨૯
ખમવુ પડયુ અમદાવાદને આ વેળા, સઉને કરવા પડયા ધાનભેળા
આનંદ કરે હરેક વસેલારે. વાય હાય છેક ૩૦
પુર્વે પ્રચંડ દુકાળો બહુ પડયા, છપના જેવા છેક નહી નડયા,
સીવરાજ કહે લોકો લડથડયારે. વાય હાય છેક. ૩૧

**સમાપ્ત.**

દાદાભાઇ નંદલાલજી. ભાઇ ફતેચંદ, જડીઆ પુનમચંદ ભાઇચંદ જડીઆ સોભાચંદ, મેતા દલપતરામ લજારામ, મુલજી રણછોડ મેમન જીવા ઇસમાન, ભાવસાર ગંગારામ મોગજી; હજુરી ચત્રભુજ ગબાજી **ગામ દાહોદ**—સેઠજી સતોકચંદજી કેશુરામજી, સોની તીકમચંદ કચરાજી, રામચંદ્ર. **ગામ કુંગરપુર**—સેઠ ગુલાબચંદ નવલચંદ, સેઠ નથાલચંદ નવલચંદ, **ગામ બાંઢીબાર**—લખારા તારાચંદ ધરદાજી.

